# GE 13 – Sanatan Dharm Jagruti's reply to Avichaldas Maharaj's letter / અવિચલદાસ મહારાજના પત્રનો સનાતન ધર્મ જાગૃતિનો સચોટ જવાબ

*Sanatan Dharm Jagruti's reply to Avichaldas Maharaj's letter*

11-Jan-2011

————————————————————————

From: Rameshbhai Vagadiya rameshbhaivagadiya@gmail.com
Date: 2011/1/11
Subject: અવિચલદાસજી મહારાજે સતપંથ વિષે કેન્દ્રીય સમાજને લખેલ પત્ર નો જવાબ
To: gurugadi@hotmail.com, gurugadi@gamil.com, Editor Patidar Sandesh info@patidarsandesh.org, Editor Patidar Saurabh patidarsaurabh@yahoo.co.in , Editor Uma Darpan umadarpan@rediffmail.com, Real Patidar Groups realpatidar@googlegroups.com, Sanatani Pradeepbhai Nathani pradeepnathani@gmail.com
Cc: shanti603@gmail.com, Tulsibhai V Gogari tulsivpatel@yahoo.co.in

શ્રી અવિચલદાસજી મહારાજ,

આપશ્રી એ કોઈક ના કહેવાથી અથવા તો કોઈકની શેહમાં આવી જઈને અમારી કેન્દ્રીય સમાજને સતપંથ બાબતે જરૂરત વગરની ભલામણો કરતો તા. ૧૭.૧૨.૨૦૧૦ ના રોજે એક પત્ર લખેલ છે. આ પત્ર આપશ્રી ને લખવાની જરૂરત ન હતી છતાં પણ લખ્યો ત્યાં સુધી તો ઠીક પણ આ પત્રનો સત્પન્થીઓ દ્વારા જે ગેર ઉપયોગ થયો છે તેથી આપશ્રી એ અમારી સમાજની ગરીમાને જે ઠેશ પહોંચાડી છે તે ખરેખર દુ:ખ દાયક છે. અને કેન્દ્રીય સમાજને તેમજ તેના સૌ સભ્યોની લાગણીઓ દુભાવી છે. એટલુંજ નહિ આ સત્પનથી ભાઈઓ જેની આપ તરબદારી કરો છો તે લોકોએ આ પત્રને કચ્છના એક દૈનિક પેપર 'દિવ્ય ભાસ્કરમાં' છપાવીને અમારી જ્ઞાતિમાં હિન્દુ ધર્મ પ્રત્યે અક્ષમ્ય ગેરસમજણો ઉભી કરી છે.

માટે ના છુટકે સનાતની ઓળખ ધરાવતી અમારી કેન્દ્રીય સમાજ પ્રત્યેની અમારી જવાબદારી સમજીને આપશ્રી ને આ સાથે સલગ્ન કરતો એક પત્ર લખેલ છે તેનો અભ્યાસ કરીને ખુલાસો કરવા આપશ્રીને જણાવીએ છીએ.



એજ કેન્દ્રીય સમાજ પ્રેરિત
અ.ભા.ક.ક.પા.સનાતન ધર્મ જાગૃતિ સમીતી વતી
રમેશભાઈ વાગડિયા, બેંગલોર
૦૭.૦૧.૨૦૧૧

નકલ રવાના:
૧. તંત્રી શ્રી પાટીદાર સૌરભ નખત્રાણા
૨. તંત્રી શ્રી પાટીદાર સંદેશ અમદાવાદ
૩. તંત્રી શ્રી ઉમા દર્પણ
૪. ઉમિયા માતાજી સંસ્થાન ઉંઝા
૫. રિયલ પાટીદાર ઓર્ગ.

Attachment: http://issuu.com/patidar/docs/ge_13_-sanatan_dharm_jagruti_s_reply_to_avichaldas/1?mode=a_p

---

Download / Print / View full article, with attachments [Best Option]: http://www.box.net/shared/ldrtajn9ov

https://archive.org/details/rpge013

# શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સનાતન ધર્મ જાગૃતિ સમિતિ


SHRI AKHIL BHARATIYA K. K. P. SANATAN DHARM JAGRUTI SAMITI


(કેન્દ્રીય સમાજની માન્યતા મેળવેલ છે)

Mailing Address,
#350/1, Nayandahalli,
Mysore Road,
BANGALORE-560 039.

07-Jan-2011

શ્રી અવિચલદાસજી મહારાજ,

સાદર પ્રણામ,

**વિષય:પીરાણા સતપંથ ના અનુયાયીઓ ની તરફેણ કરતો તમારો કેન્દ્રીય સમાજ ઉપર પત્ર**

આપનો તારીખ ૧૭.૧૨.૨૦૧૦ (17-Dec-2010) નો પત્ર જે અમારી કેન્દ્રીય સમાજને લખેલ તે મળ્યો. વાંચીને અત્યંત તાજ્જુબ સાથે દુ:ખ પણ થયું કે તમારા જેવા વિદ્વાન પુરુષ ને સાચી વિગત જાણ્યા વગર, કોઈકના કહેવાથી ગેરમાર્ગે દોહરાઈ ને તમોને આ પત્ર લખવો પડ્યો છે. આ બાબતે અમો આપશ્રીને નીચે પ્રમાણે સાચી વિગતો જણાવવા માંગીએ છીએ.

અ) **શ્રી અ.ભા.ક.ક.પા. સમાજ (કેન્દ્રીય સમાજ) કોની છે અને તેની સ્થાપના કેવા સંજોગો માં અને કોણે કરી ? અને સતપંથ ને જો કોઈ વધારે સારી રીતે જાણતું હોય તો તે અમારી જ્ઞાતિ થી વિશેષ કોઈ પણ નથી જાણતું.**

અમારી કેન્દ્રીય સમાજ એક સનાતન ધર્મીય સમાજ છે. અને તેની સ્થાપના અમારા એવા સુધારક પૂર્વજો દ્વારા કરવા માં આવી હતી કે જેઓએ અમારી જ્ઞાતિ ને કલંકરૂપ એવા પીરાણા સતપંથ મત નો સદંતર ત્યાગ કર્યો હતો. કારણ કે એ જ્ઞાતિ માટે કલંકરૂપ સતપંથ ની સ્થાપના બાવા ઈમામશા ના દાદા એવા સૈયદ સદરુદ્દીન સાહેબે કરી હતી અને જેને લઇ ને અમારી જ્ઞાતિ મુમના મુસલમાન તરીકે ઓળખાતી હતી. **એટલુંજ નહિ એજ પીરાણા સતપંથ ધર્મને અનુસરીને આપણા જ હિન્દુ લોહાણાઓ આજે પણ ઈસ્માઈલી ખોજા તરીકે ઓળખાય છે અને માનવા માં નથી આવતું કે એજ પાખંડી પીરાણા સતપંથ ધર્મને માની ને અમારા કચ્છ કડવા પાટીદારો હિન્દુ તરીકે કઈ રીતે ઓળખાઈ શકે? તે અમોને જરા સમજાવો તો ખરા.** તે પાખંડી અર્ધ દગ્ધ કબ્રસ્તાની પીરાણા સતપંથ ના આજના કહેવાતા કાકાઓ (ધર્મગુરુઓ) ના ઉપરછલ્લા બદલાવથી તે જ્ઞાતિને માટે કલંકરૂપ પાખંડી ધર્મ હિન્દુ ધર્મ નથી બની જતો. અમારા ઉપર તે પીરણા સતપંથ નું કલંક હતું તેને ભૂંસવા માટે થઈને અમારા વડીલોએ સતપંથ નો સંપૂર્ણત: ત્યાગ કર્યો હતો અને ત્યાર પછી અમારી આ કેન્દ્રીય સમાજની સ્થાપના કરી હતી. સતપંથ શું છે તેની સર્ટીફીકેટ કોઈને જોઈતી હોય તો અમારી કેન્દ્રીય સમાજને પૂછો. અમોને બીજા લોકોની સર્ટીફીકેટો ની જરૂરત નથી.

/૨/



**પીરાણા સતપંથ ધર્મ ને માનતા કે તેમાં આસ્થા ધરાવતા કોઈ પણ વ્યક્તિ અમારી કેન્દ્રીય સમાજ નો સભ્ય નથી અને હશે તો તે ચોરી છુપી થી પોતાની ઓળખ છુપાવીને થયો હશે.** કારણ કે તેવા સત્પનથી ભાઈઓની તો તેમની પોતાની સતપંથ સમાજ હતી અને આજે પણ મોજુદ છે. તેથી પીરાણા સતપંથ ને માનતા અને તેમાં આસ્થા ધરાવતા લોકો આ સમાજના લોકો નથી.

આ) **શ્રી નિષ્કલંકી નારાયણ ભગવાન સતપંથ પરિવારના આરાધ્યદેવ:**

હશે. અમે ક્યાં ના પાડીએ છીએ. પણ આ નિષ્કલંકી નો ઉલ્લેખ આપણા હિન્દુ શાસ્ત્રોમાં ક્યાય નથી આવતો તેનું શું? અપણા હિન્દુ શાસ્ત્રોમાં દશાવતારમાં ભગવાન વિષ્ણુ નો દસમો અવતાર કલકી તરીકે કલિયુગ પુરો થશે ત્યારે લેશે એવો ઉલ્લેખ છે તેમાં તમે અને હું કે પછી કોઈ પણ હિન્દુ સહેમત થશે. (કદાચ સત્પનથી ભાઈઓ ન પણ થાય) પણ ઈમામાશાહ બાવાના પ્રમાણે આ દસમો અવતાર નકલંકી (આજ નો નિષ્કલંકી) અવતાર ક્યારનો એ અરબસ્તાન ના અલામત ગામમાં જન્મ લઇ ચુક્યો છે. **તે બીજો કોઈ નહિ પણ તે ઇસ્લામ ધર્મ ના સ્થાપક મહમ્મદ પયગંબર ના જમાઈ હજરત અલી જ આ નિષ્કલંકી અવતાર છે.** એટલે આ સત્પનથી અનુયાયીઓ ના પ્રમાણે તમે નકલંકી નારાયણ ની જય બોલાવો અને હું હજરત અલીની જય બોલાવું - બંને એકજ માણસ ની જય બોલાવી રહ્યા છીએ તેવું ગણાય. **અને બાવા ઈમામાંશાહ ના પ્રમાણે અપણા આદ્ય શક્તિ મા ઉમા એ બીજા કોઈ નહિ પણ હજરત અલીની ઘરવાળી બીબી ફાતમા જ છે. વાહ ઈમામાંશાહ બાવા નું હિન્દુ શાસ્ત્ર વાહ.** આના બધાયે પુરાવાઓ ઈન્ટરનેટ ઉપર મોજુદ છે. અને એટલા માટે જ થઈને અમારા પૂર્વજોએ પીરાણા સતપંથ થી અલગ થઈને અમારી સનાતની ઓળખ ધરાવતી કેન્દ્રીય સમાજ ની સ્થાપના કરી છે જેમાં સત્પન્થીઓને સ્થાન નથી અને હોઈ પણ ના શકે.

ઇ) **પીરાણાના પ.પું. કરસનદાસજી મહારાજ અને તેને જગદગુરૂ સત્પન્થાચાર્ય નું બિરુદ:**

આપશ્રીએ અને આપની સંત સમીતીએ તે બિરુદ આપ્યું હશે. તેને કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિ કે પછી અમારી કેન્દ્રીય સમાજને કશુંએ લાગતું વળગતું નથી. તે કદાચ સત્પનથી ભાઈઓ માટે ગઉરવ સમાન હશે તેની સાથે અમોને કંઈજ લેવાદેવા નથી.

ઈ) **વિશાળ સાધુ સમાજે સતપંથ સનાતન સંપ્રદાય ને હિન્દુ વૈદિક ધર્મની મહોર મારેલ છે.**

તેથી શું તે સંપ્રદાયના અનુયાયીઓ ને અમારી સમાજના સભ્યો બનાવવા ફરજીયાત છે ? આવા તો ભારતભરમાં સેંકડો સંપ્રદાયો હિન્દુ સંપ્રદાયો તરીકે ઓળખ પામ્યા છે તેથી શું એ બધાય

/3/



સંપ્રદાયોને અમારી સનાતની ઓળખ ધરાવતી કેન્દ્રીય સમાજમાં આવરી લેવા? આ તો સરે આમ દાદાગીરી છે. આ પીરાણા સત્પનથી ભાઈઓ દુખે છે પેટ અને ફૂટે છે માથું એવો તાલ છે.

૬) <u>તમારા ધ્યાન મા આવેલ છે કે અમારી સમાજના સત્પનથી અનુયાયીઓ પર અમારી કેન્દ્રીય સમાજના લક્ષ્મીનારાયણ અને અન્ય સંપ્રદાય ના ભાઈઓ અત્યાચાર અને કનડગત કરી સતપંથ સંપ્રદાય છોડવાનું દબાણ કરી રહ્યા છે.</u>

આ તદ્દન ખોટી અને ઉપજાવી કાઢેલી વાત છે. પ્રથમ તો પીરાણા સતપંથ ને માનતા લોકો અમારી કેન્દ્રીય સમાજના સભ્યોજ નથી. બની ગયા હશે તો તેઓ પોતાની ઓળખ છુપાવી ને બની ગયા હશે તથા તેઓ પોતાની મુમના તરીકેની ઓળખ છુપાવવા માટે થઈને અમારી સમાજની આડસ માત્ર લીધી હશે. શ્રદ્ધા અને નિષ્ઠા થી અમરી સાથે તેઓ નથી ભળ્યા. તેઓની નિષ્ઠા તેમની પોતાની સતપંથ સમાજમાં છે અને શ્રદ્ધા એ મુસ્લિમ પીર ઈમામશા બાવા માં છે. બીજું કેન્દ્રીય સમાજના તમામ સનાતની ભાઈઓ માં થી કોઈએ પણ પીરાણા સતપંથ સમાજના ભાઈઓ ઉપર કોઈ દિવસ કનડગત કે અત્યાચાર નથી કર્યો. હા, એવા અનેક પુરાવાઓ મોજુદ છે કે છેલ્લા ૧૦૦ વરસ દરમ્યાન સત્પનથી ભાઈઓએ અમારી કેન્દ્રીય સમાજના સનાતની ભાઈઓ ઉપર ખોટા – ઉપજાવી કાઢેલા કોર્ટ કેશો અને પોલીસ ફરીઆદો જરૂર કરી છે. જ્યારે સનાતની ભાઈઓએ છેલ્લા ૧૦૦ વરસ દરમ્યાન એક પણ ખોટો કે સાચો અદાલતી કે પોલીસ કેશ સત્પનથી ભાઈઓ ઉપર નથી કર્યો. તેની નોંધ લેવી ઘટે.

૭) <u>સતપંથ અને તેને હિન્દુ ધર્મ તરીકે ની માન્યતા.</u>

આપશ્રીએ સતપંથ ધર્મને હિંદુ ધર્મ તરીકેની જે માન્યતા આપી છે તે અંગે લાખ્ખો હિન્દુઓ માં ગેરસમજણ પ્રવર્તે છે. તે માન્યતા આપતા પહેલાં આપશ્રીએ અમારી જ્ઞાતિનો તેમજ અમારી કેન્દ્રીય સમાજનો અને તેના ઇતિહાસનો બિલકુલ અભ્યાસ નથી કર્યો. કર્યો હશે તો તેને આપશ્રી સમજી નથી શક્યા. અને કદાચ સમજ્યા હશો તો તમે ચોક્કસ તમારી આંખ આડા કાન કર્યા છે તેવું પ્રતીત થાય છે. કારણકે આજે આપણે કોઈ પણ સતપંથ ધર્મ પાળતી વ્યક્તિ ને પુછીએ કે તમારા આ સતપંથ ધર્મ ના સ્થાપક કોણ તો તે કેહ્શે કે ઈમ્મામ શાહ બાવા તો જે વ્યક્તિ (ઈમ્મામશાહ બાવા) કે જેમના બાપ ઇસ્લામી, દાદા ઇસ્લામી અને તે જન્મ્યો ત્યારે પણ ઇસ્લામી હતો સંપૂર્ણ જીવન દરમ્યાન આચરણ પણ ઇસ્લામના કર્યાં. કાર્ય પણ પોતાના બાપ-દાદા પ્રમાણે ઇસ્લામ ને ફેલાવવાનું અને હિન્દુઓને વટલાવવાનું કર્યું અને મર્યો ત્યારે પણ તે ઇસ્લામી જ હતો. અને કહેવાય છે કે તેણે હિન્દુઓ ને ભ્રષ્ટ કરવા હેતુ થી હિન્દુઓની જનોઈઓ પણ ઉતરાવી. હિંદુ ધર્મની સ્થાપના કરવા વાળી વ્યક્તિ કોઈ દિવસ હિન્દુઓ ની જનોઈઓ તો ન જ ઉતરાવે. તો આ વ્યક્તિએ સ્થાપેલ

/૪/



સતપંથ ધર્મ એ હિન્દુઓનો ધર્મ કઈ રીતે હોઈ શકે? અને એક મુસ્લિમ કે ઇસ્લામી વિચારધારા વાળી વ્યક્તિ હિંદુઓ માટે હિન્દુ ધર્મની સ્થાપના શું કામ કરે?

ક) **આ સૈયદ ઈમામશાહ બાવા કોણ હતા? અને તેઓ તકિયા નો ઉપયોગ કેવી રીતે કરતા?**

આ બાવા ઈમામ્શાહ સૈયદ હતા અને તે ઈરાનથી આવેલા પીર કબીરુદ્દીન સાહેબ ના પુત્ર અને તેના પિતા સૈયદ સદરુદ્દીન સાહેબ ના પૌત્ર થતા હતા. આ ઈમામશાહ ના કાર્ય અને ઈતિહાસ થી કોણ અજાણ છે ? તમે કદાચ અજાણ હશો... અને અજાણ ના રહેવું હોય તો ગુજરાતના પાઠ્ય પુસ્તક ધોરણ ૧૨ ની ભારતીય સંસ્કૃતિ પુસ્તક માં ભારત માં ઇસ્લામ નું આગમન ના શિર્ષક હેઠળ ઈમામશાહ ના ઈતિહાસ વિષે ચોખ્ખું લખેલ છે કે તે હિન્દુઓને વટલાવવાનું કાર્ય કરતો અને તેને પીરાણા ની અંદર રહીને પોતાના મુશ્લીમ ધર્મનો ફેલાવો કર્યો. આપશ્રીને તે પુસ્તક ની નકલ જોઈતી હશે તો ઉપલબ્ધ કરવા માં આવશે. કચ્છ ના સંત શ્રી વાલદાસજી મહારાજને પણ આ પીરાણા પંથીઓએ તેમની હયાતી માં ગુમરાહ કરવાની કોશિશ કરી હતી. (કદાચ તમોને પણ આ સત્પનથી લોકો ગુમરાહ કરવા માં સફળ રહ્યા છે તે તમારા પત્ર ઉપર થી જણાઈ આવે છે). આ પીરાણા પંથીઓની છેતરપીંડી ને લઈને કરછના સંતશ્રી વાલદાસજી મહારાજને તા.૨.૭.૧૯૮૯ માં લેખિતમાં જાહેર નિવેદન આપવા મજબુર થવું પડ્યું હતું. તે નિવેદન પ્રમાણે પીરાણા સતપંથ એક મુસ્લિમ ધર્મ છે અને તેને વૈદિક હિંદુ ધર્મ સાથે કંઈજ લેવા દેવા નથી. આ નિવેદન ની નકલ આ જોડે આપેલ છે. તાકિયા (Taquiya) એટલે બહારથી જેમ દુનિયા સમજે તે રીતનું આચરણ અને અંદરથી મુસલમાનો નું આચરણ. આ સતપંથ નો શુરુઅતી અધિકાર છે. અને દેખાય છે કે અવિચલદાસજી પણ આ સતપંથ ના તકિયા ના પુરેપુરા શિકાર બન્યા છે.

ખ)**વિશ્વ માન્ય સંસ્થાઓ અને ગુજરાતના ધર્મ સંપ્રદાય સતપંથ ધર્મ ને હિન્દુ તરીકે નથી ઓળખતી.**

ગુજરાતી શબ્દ ભંડોળ ની વેબ સાઈટ http://www.gujaratilexicon.com ની અંદર પણ સતપંથ શબ્દ નો અર્થ આ પ્રમાણે છે. ***"સતપંથ એટલે ખોજા મુસલમાનોનો એક પંથ અને ઈસ્માઈલી ખોજા લોકોનો એક ધર્મ; મતીયા પંથ; પીરાણા પંથ; ઈમામી ધર્મ; નિઝારી પંથ".*** ગુગલ સર્ચ ની અંદર પણ સતપંથ ના સ્થાપક ઈમામશાહ ના દાદા સદૃઉદ્દીન ને હિંદુ ને વટલાવનાર પીર તરીકે દર્શાવેલ છે. ઈમામશાહે ***'સતપંથ'*** જેવો એક ભ્રામક શબ્દ અને હિંદુઓને ભરમાવી નાખે તેવો શબ્દ આપેલ છે. તેમના માટે સતપંથ એટલે સાચો પંથ કે રસ્તો પણ તેના થી તે હિંદુ ધર્મ નથી બની જતો. જેમ મુંબઈના એક કતલખાના ને દેવનાર જેવું સારું નામ આપવાથી તે કતલખાનું મંદિર નથી

/૫/



બની જતું. **અમારા જ્ઞાતિ આદ્ય સુધારક પ.પું. નારાયણજી બાપા ના કહેવા મુજબ "અર્ધદગ્ધ, પાખંડી, કબ્રસ્તાની પીરાણા મતને સતપંથ નામ આપવાથી કે નિષ્કલંકી નામ આપવાથી તે હિંદુ ધર્મ નથી બની જતો"**. ગુજરાત સરકાર દ્વારા લખવામાં આવેલ ગુજરાત નો રાજકીય અને સંસ્કૃતિક ઈતિહાસ ના ગ્રંથ ૫ માં સલ્તનતકાલ માં ઈમામશાહ વિષે સચોટ માહિતી આપેલી છે કે તે ઈરાન થી ગુજરાત આવી અમદાવાદ ની બાજુમાં આવેલ ગીરમઠા ગામ માં સ્થાયી થયો અને ત્યાર બાદ આવા બધા વિવિધ પીરોને કારણે આજે એ ગામ પીરાણા તરીકે ઓળખાય છે અને ત્યાં રહીને તેને પટેલ, ખોજા વગેરે લોકોને ચમત્કાર બતાવીને હિંદુ માંથી મુસ્લિમ બનાવવાની કવાયત શરુ કરી અને હિન્દુઓના પુસ્તકો અને ધાર્મિક વિધિઓમાં પણ છેડછાડ કરી. તેના અસંખ્ય પુરાવાઓ મોજુદ છે. ધર્મ પરિવર્તન કરાવવા વાળા તો માણસ ને વટલાવીને વ્યક્તિ માત્રને જ ભ્રષ્ટ કરે છે પણ આ ઈમામશા બાવાએ તો હદ કરી નાખી. એને તો હિન્દુઓને વટલાવી ને તો ભ્રષ્ટ કર્યા સાથે સાથે **હિન્દુઓ ના પવિત્ર શાસ્ત્રો જેવાકે દશાવાતારને ઠેકાણે મોટો દશાવતાર, પવિત્ર ભગવદ ગીતાને ઠેકાણે નકલંકી ગીતા અને ચેતામણી એમ અનેક હિન્દુ શાસ્ત્રોને - પુસ્તકોને ભ્રષ્ટ કર્યા.**

ગ. પીરાણા ની અંદર ચાલતા ઝગડાઓ

ગુજરાત સરકારના પાઠ્ય પુસ્તકો માં ઇતિહાસ વિષય હેઠળ સલ્તનત કાલ ની અંદર પીરાણા ના કાકા ઓ નો અર્થ અને કાર્ય પણ આપેલ છે. તેના અર્થ પ્રમાણે સતપંથ પ્રચાર માટે પીર દ્વારા નીમેલા વ્યક્તિઓને કે મુખીઓને કાકા કેહવામાં આવે છે. ઈમામશાહ ના વંશજો ની અંદર પીર થવા માટે જગડા થયા તેથી તેમની (કાકાઓની) સત્તાઓ વધી અને તેઓ અત્યારે તે જગ્યા એટલે કે પીરાણા ના કબજેદાર બની ગયા છે. આવા એક લક્ષ્મણ કાકા ઉપર ઇ.સ .1921 ની અંદર સૈયોદોએ જયારે કેસ કરેલ ત્યારે આ લક્ષ્મણ કાકાએજ ખુદ કોર્ટ ની અંદર કહેલ છે "**કે તેઓ ધર્મે મુસ્લિમ છે અને જાતે મુમના તથા કસબ મુજાવર નો છે**". અને એવાજ બીજા કાકા રામજી લખમણ ને કાકા બનાવતી વખતે તા ૧૫/૧૨/૧૯૨૫ ના ૧૫ રૂપિયાના સ્ટેમ્પ પાના ઉપર લખી આપેલ છે કે તેઓ મુજાવર ની કામગીરી કરશે અને ઈમામશાહી કરશે. ઉપરોક્ત સર્વે પુરાવાઓ આ સાથે મોકલેલ છે. તો આવા કાકાઓ અને તેમના શિષ્યો કરસન કાકા કે હાલના નાનકદાસ કાકા જે ગાદીના ગાદીપતિ બની બેઠા છે તે હિંદુ ધર્મ તો નહિજ હોય, તો તેવા કાકાઓને જગદગુરુ ની પીઠ કે તેમના ધર્મ ને હિંદુ વૈદિક ધર્મ તરીકેનું લેબલ આપી દેવાથી તે હિન્દુ ધર્મ નથી બની જતો. કદાચ બની પણ ગયો હશે (તમારા કહેવા પ્રમાણે) તો અમોને શું?

/૬/

 **ઘ) જ્ઞાતિ સુધારક પૂજ્ય નારાયણજી રામજી લીમ્બાણી આ પીરાણા સતપંથ ને શું કહેતા ?** 

અરે જ્ઞાતિ સુધારક પરમ પૂજ્ય શ્રી નારણ રામજી લીંબાણી એ લક્ષ્મણ કાકા ને તો ખુલ્લી ચેલેન્જ આપી હતી કે લક્ષ્મણ કાકા જો સતપંથ પીરાણા ને હિંદુ ધાર્મિક વિધિ થી હિંદુ વૈદિક ધર્મ તરીકે સાબિત કરી આપે તો તેઓ રૂ.૧૦,૦૦૦ આપશે. જેનો ઉલ્લેખ નારણ બાપાએ પોતાના પુસ્તક પીરાણા સતપંથ ની પોલ માં કરેલ છે. અને આજે પણ આ સતપંથ સમુદાય ના લોકો મરણ પછી અગ્નિસંસ્કાર ને બદલે દફનવિધિ કરતા હોય તો આ આચરણ સનાતન પાટીદાર સમાજ નું તો નથી જ ! તેમ છતાં આ સંપ્રદાય ને હિંદુ વૈદિક ધર્મ કઈ રીતે માની લીધો ?

ઇ.સ.૧૯૧૧ ના બરોડા રાજ્યના જન ગણ અધિકારી દ્વારા એક દસ્તાવેજ બનાવામાં આવેલ છે તેની અંદર ચોખું લખેલ છે કે હિન્દુ જ્ઞાતિ ના કણબીઓ ને સૈયદ ઈમામશાહ એ વટલાવવ્યા છે. અને ઈમામશાહ નું ધાર્મિક વિધિ પુસ્તક પણ અલગ છે જેનો પુરાવો આ સાથે આપેલ છે.

**૫. એક સમયે અમારી કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિ સંપૂર્ણ રીતે પીરાણા સતપંથ મત ને અનુંશરતી હતી. તો અત્યારે તે જ્ઞાતિના ૯૦% લોકો શામાટે સનાતન હિન્દુ ધરમ માં પરિવર્તિત થયા?**

સતપંથ એ હિંદુ ધર્મજ હોત તો ઈ.સ. ૧૯૩૧ પછી અમારી જ્ઞાતિના બહુસંખ્યક સતપંથ પરિવારો શા માટે સતપંથ પીરાણા ધર્મ છોડીને હંમેશને માટે સનાતન હિંદુ ધર્મ આપનાવી ને ભગવાન શ્રી લક્ષ્મીનારાયણ ને ઇષ્ટદેવ માનીને કચ્છના તમામ ગામડાઓમાં જ્યાં કડવા પાટીદાર વસે છે ત્યાં ભગવાન લક્ષ્મીનારાયણ ના મંદિરો બંધાવ્યા. **કારણ એક જ છે, સ્પષ્ટ અને શંકા રહિત છે કે એજ પીરાણા સતપંથ મત ને લઈને ૪૦૦-૪૫૦ વરસ દરમ્યાન જ્ઞાતિ ની ઓળખાણ એક મુમના મુસલમાન તરીકે થતી હતી. કચ્છ ની અન્ય હિન્દુ જ્ઞાતિઓ વાણીયા, લોહાણા, બ્રાહ્મણો વગેરે અમારા પૂર્વજોને મુમના મુસલમાન માની ને ઉંચે હાથે થી પાણી પાતા.** તે વખતે આ પીરાણા ના કાકાઓ ક્યાં ગયા હતા? ત્યારે શું તમારી અખિલ ભારતીય સંત સમિતિ સુતી હતી. ક્યાં ગયા હતા ત્યારે તમે જ્યારે અમારા પૂર્વજો આ સતપંથ ધર્મને માનીને અન્યો દ્વારા તિરસ્કૃત થતા હતા હડધૂત થતા હતા. આવી વાતો યાદ કરીને પેટ મા આગ લાગે છે, અમારૂ લોહી ઉકળી ઉઠે છે. શરીરના તમામ રૂવાંડા ઉભાં થઇ જાય છે. આજે તેના ઉપર તમે પાણી નાખો છો. થોડી તો મહેર કે શરમ રાખો. **આજે જુના દારૂને નવા બોટલ માં નાખી દેવાથી કે તમારા જેવા તકલાદીઓ ના પ્રમાણપત્રો થી તે પીરાણા સતપંથ ધર્મ સનાતન હિન્દુ ધર્મ નથી બની જતો. અમારી જ્ઞાતિના સનાતાનીઓ જેઓ બહુસંખ્યક છે તેઓને ને તમારા જેવા તકલાદી ઓ ના પ્રમાણપત્રો ની જરૂરત પણ નથી. વિષયને અને ઇતિહાસ ને સમજ્યા વગર અને વગર વિચારે આવા પ્રમાણપત્રો આપી દેવાથી**

/૭/



**અમારી સનાતની સમાજમાં ભંગાણ તમે નાખી રહ્યા છો.** સમજો જરા આ વિષયને. અમારી જ્ઞાતિના ફક્ત ૧૦% લોકો જે સત્પન્થીઓ છે તેને થાબડ થોબડ કરીને બહુસંખ્યક સનાતન હિન્દુ ધર્મીઓ નો રોષ શા માટે વહોરી લ્યો છો તે તમોને ન સમજાય તેવી વાત છે પણ તે હકીકત છે. અમારા સુધારક પૂર્વજો નો ચોખ્ખો આદેશ હતો કે આખી કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિને (જ્ઞાતિને કલંકરૂપ એવા) પાખંડી પીરાણા સતપંથ માં થી મુક્તિ અપાવીએ અને તે આદેશ પ્રમાણે આખી જ્ઞાતિ મહદ અંશે મુક્ત થઇ પણ ગઈ હતી પણ અમારા કમનસીબે તમારા જેવા તકલાદીઓ ના પરિણામે *જ્ઞાતિમાં ફરી પાછુ સનાતન અને સતપંથ બાબતે વિભાજન શુરૂ થયું તેના જવાબદાર તમારા જેવા તકલાદીઓ અને પીરાણા માં હક્ક, કબજો, પ્રસ્તાપિત હિતો (VESTED INTEREST) ધરાવનાર પીરાણાના કબ્જેદારો માત્ર છે.* અરે અમે લોકો તો અમારા લોકો જે પીરાણા ના દલદલ માં હજી સુધી ફસાએલા છે તેને બહાર કાઢી અમારી સમાજ ના સનાતની પ્રવાહ માં ભેળવવા માંગીએ છીએ તેમાં તમે દેખીતી રીતે આડા આવો છો, રોડા નાખો છો. શરમ આવવી જોઈએ તમોને શરમ. તમારી જાત ને તમે પ્રશ્નો પૂછવા જોઈએ કે:

*૧. શા માટે આજે અમારી જ્ઞાતિ ની ૧૦% થી ૧૫% વસતી જ પીરાણા સતપંથ ધર્મ માં રહી ગઈ?*

*૨. શા માટે અમારી આખી જ્ઞાતિ પીરાણા સતપંથ ધર્મ ને નથી માનતી ? જયારે કે સંપૂર્ણ જ્ઞાતિ એક વખતે તે જ પીરાણા ના પાખંડ માં ફસાએલ હતી. ધન્ય છે અમારા વડીલોને કે જેઓએ અમોને તે પાખંડી પંથ માં થી બહાર કાઢ્યા. નહિ તો આજે અમે ખોજાઓ ની જેમ મુમના મુસલમાન થઈને ભારત સરકાર તરફ થી મીનોરીટી હક્કો ભોગવતા હોત.*

*૩. શા માટે અમારા સુધારક પૂર્વજોને જ્ઞાતિ ને કલંક એવા સતપંથ મત નો સદંતર ત્યાગ કરી અમારો મૂળ સનાતન ધર્મ નો અંગીકાર કરવો પડ્યો?*

*૪. શા માટે અમારા પૂર્વજો ને ૧૯૬૦ માં કચ્છ કડવા પાટીદાર સનાતની સમાજની સ્થાપના કરવી પડી?. (અમારી જૂની સતપંથ સમાજ તે વખતે મોજુદ હતી અને આજે પણ સત્પનથી ભાઈઓની તે સમાજ મોજુદ છે જ).*

*૫. શા માટે ફક્ત આ સતપંથ ધર્મ ને જ તે હિંદુ ધર્મ છે તેવું સાબિત કરવા તમારા જેવાઓના પ્રમાણપત્રો લેવા પડે છે? અમારી કેન્દ્રીય સમાજને શા માટે લેવા નથી પડતા ?*

/૮/



*૬. શા માટે અમારા પૂર્વજો ને ઉંઝા અને તેની આજુબાજુ વસતા અમારા જ કડવા પાટીદારો થી હડધૂત થવું પડ્યું અને ગુજરાત ની ફળદ્રુપ જમીન નો ત્યાગ કરીને સુકા ઠઠ્ એવા કચ્છ તરફ હિજરત કરવી પડી.*

**આવા તો અનેક પ્રશ્નો છે તેનો માત્ર અને માત્ર એક જ જવાબ છે કે ઈમામશાહ બાવા અને તેના વડીલો દ્વારા સ્થાપિત પીરાણા સતપંથ ધર્મ એક મુશ્લીમ ધર્મ છે અને તે શિયા, નીઝારી ઈસ્માઈલી ધર્મ નું ફાંટું છે. (જુઓ ઈન્ટરનેટ ઉપર) અને તે જ પાખંડી સતપંથ ધર્મને માની ને અમારી આખી જ્ઞાતિની ઓળખ એક મુમના મુસલમાન તરીકે થતી હતી તેથી તે સતપંથ અમારી જ્ઞાતિને કલંકરૂપ હતો. આ છે ઉપરના તમામ પ્રશ્નો નો જવાબ.**

**ફ) આ પીરાણા સતપંથ ધર્મ ને હિન્દુ ધર્મ કઈ રીતે કહી શકાય?**

૧. જે ધર્મ ને તમારા જેવાઓ પાસેથી તેઓ હિન્દુ છે તેવી મહોર લગાવવી પડી. અન્ય હિન્દુ સંપ્રદાયને તેવી મહોર ક્યારેય લગાવવી નથી પડી.
૨. હિન્દુઓના અનેક અવતારો કે દેવી દેવતાઓમાં ક્યાય પણ નિષ્કલંક અવતાર કે સતપંથ ધર્મનો ઉલ્લેખ નથી આવતો જે આપ મારા કરતા વધુ સારી રીતે જાણતા હસો. તેમ છતાં તમે તેને હિંદુ વૈદિક ધર્મ છે અને તે સમસ્ત હિંદુઓ માટે ગૌરવશાળી છે તેવું કયા પ્રમાણ થી કહો છો ?
૩. જે ઔરંગજેબે હિન્દુઓના ૧૮,૦૦૦ મંદિરો તોડી પાડેલ હોય તેનો ઇતિહાસ ગવાહ છે અને તેજ ઔરંગજેબ જે ધર્મ (પીરાણા સતપંથ) ને પ્રોત્સાહિત કરવા માટે પીરાણા (ગીરમઠા) માં જમીન આપે તે ધર્મ હિન્દુઓનો કઈ રીતે હોઈ શકે ?

**ભ) અમારી કેન્દ્રીય સનાતન સમાજે ક્યારે પણ સતપંથ પરિવારોને પરેશાન કર્યાજ નથી**

બલ્કી કેન્દ્રીય સમાજે પીરાણા તરફ રાહ ભૂલેલા અમારા ભાઈને પીરાણા સતપંથ છોડીને અમારી સાથે અમારા સનાતની પ્રવાહમાં ભળી જવા માટે અમારા દરવાજા જરૂર ખુલ્લા રાખ્યા હતા. પણ તમારા જેવાઓના વગર વિચારે કરાએલ થાબડ થુબડ થી અમારી સમાજને અમારી સનાતની જ્ઞાતિને પારાવાર નુકશાન થયું છે. વરસો પહેલાં અમારા સુધારક વડીલોના અથાગ પરિશ્રમથી અમારી સમગ્ર જ્ઞાતિ સનાતની હિન્દુ બની તે બધાય ખોટા અને અત્યારે પીરાણા માં કરસન કાકાએ (પીર કરીમે) પોતાનું અસ્તિત્વ અને અહં ટકાવી રાખવા માટે જે ઉપરછલ્લા ફેરફારો કર્યા તેને તમે હિન્દુ કહો છો? પણ આવા પ્રમાણપત્રો આપીને તમે અમારી સમાજને કેટલું મોટું નુકશાન પહોંચાડ્યું

/૯/

 છે અને સાથે સાથે કોઈકની વાતોમાં આવીને તમે પોતેજ તમારી ગરીમાને અને સંત સમિતની  ગરીમાને ઠેસ પહોંચાડી છે. તેનો તમને અફસોસ થવો જોઈએ. અરે ૯૦% જેટલી અમારી જ્ઞાતિના હિન્દુ સનાતન ધર્મીઓની તમોને બિલકુલ ચિંતા નથી માત્ર અને માત્ર ૧૦% જેટલી અમારી જ્ઞાતિના સત્પન્થીઓ ની તમોને ચિંતા છે. વાહ હિન્દુત્વ વાહ. આવું તે કેવું અખિલ ભારતીય સંત સમિતિનું બેવડું ધોરણ. **ફરી એક વખત આપશ્રી ને યાદ કરાવી દઉં કે અમારી કેન્દ્રીય સનાતન સમાજ નો પ્રથમ પ્રયાસ એજ હતો કે ઈમામશાહ ના ચમત્કાર થી માર્ગ ભૂલેલા અમારા સતપંથ પરિવારોને હમેશને માટે પીરાણા સતપંથ છોડવાનો અને સનાતન સમાજ માં જોડવાનો, નહીકે સમાજને તોડવાનો. પણ હા, અગર તેઓ પીરાણા સતપંથ મત ને હંમેશને માટે છોડીને અમારા સનાતની પ્રવાહમાં વગર શરતે જેવી રીતે દૂધ માં સાકર ભળી જાય તેવી રીતે ભળી જાય તો જ.**

મ) **દરેક સમાજો ને તેની આગવી ઓળખ અને સર્વોપરિતા હોય છે.**

દરેક સમાજો ના અંદરુની કાયદા કાનુનો, ધારા ધોરણો હોય છે અને તે તેના પોતાના હોય છે. બહારની દખલગીરી કોઈ દિવસ સાંખી લેવામાં નથી આવતી. દરેક સભ્યએ તેનું ફરજીયાત પણે પાલન કરવાનું હોય છે. અને તેને લઈને દરેક સમાજ એવા વ્યવસ્થિત લોકો ના જનસમુદાય નો બનેલો હોય છે જ્યાં:

૧. એક જ રીતી રીવાજો પળાતા હોય,
૨. એક જ અચાર વિચારને વરેલા હોય, અને
૩. એક જ ધર્મ પળાતો હોય.

એજ પ્રમાણે અમારો સનાતની ઓળખ ધરાવતો કેન્દ્રીય સમાજ કચ્છ કડવા પાટીદાર જ્ઞાતિનો બનેલો છે અને તે એક જ ધર્મ (સનાતન હિન્દુ ધર્મ) માં માને છે અને પાળે છે (દુનિયાના અન્ય લોકોની જેમ, અમારી સમાજમાં પણ, સતપંથ ધર્મ ને સનાતન ધર્મ માનવામાં નથી આવતું.) અને તેવા સનાતાનીઓનો તે સમાજ બનેલો છે. અમારો સતપંથ સમાજ એક સમાજ હતો જયારે અમારી જ્ઞાતિના સર્વે લોકો પીરાણા સતપંથ ધર્મ પળાતા હતા. પણ અમારા સ્થાપક વડીલોના આદેશ પ્રમાણે અને અમારા અત્યારના સનાતની વડીલોના આદેશ પ્રમાણે ***જ્ઞાતિને કલંક રૂપ એવા પીરાણા સતપંથ ધર્મ પળાતા લોકોને આમાં સમાવેશ કરી ન શકાય.*** (પછી ભલેને તમારા જેવાના ખોટા સર્ટીફિકેટ લઈ આવે તો શું.?) કોઈ પણ જ્ઞાતિની સમાજ માં બે વિચારધારા વાળા માણસો સાથે કોઈ દિવસ રહી ના શકે. તેવીજ રીતે ભિન્ન ભિન્ન અચાર વિચારો ને વરેલા લોકો અથવા જુદી જુદી રીતિરિવાજો પાળતા લોકો પણ એકજ સમાજ માં રહી ના શકે. પણ અહીં તો તમારા પત્ર મારફત

/૧૦/

તમે તો એવા લોકોને ભેગા રાખવાની વાતો કરો છો કે જે ધર્મ ના સ્થાપકે અમારી જ્ઞાતિ નો દાટ વાળી નાખ્યો. એ કઈ રીતે શક્ય બને? એટલા માટે પીરાણા સતપંથ ધર્મ ને કદાચ તમારું અનુમોદન હશે કે તે એક હિન્દુ વૈદિક ધર્મ છે પણ અફસોસ છે કે તે ધર્મ ના લોકોને અમે સાથે રાખી શકીએ તેમ નથી. કારણ કે ***"WE ARE GOVERNED BY OUR OWN INTERNAL RULES AND REGULATIONS AND NOT BY THE RULES AND REGULATIONS FRAMED BY OUTSIDERS"*** અમારી કેન્દ્રીય સમાજ એક સર્વોપરિતા વાળી, સાર્વભોમક્ત્વ ધરાવતી, બાહ્ય નિયંત્રણ વિનાની (SOVEREIGN) સમાજ છે. તમે તેને પત્ર લખીને જે ભલામણ કરી છે તેમાં તમે તમારી નરી બાલીશતા નું પ્રદર્શન માત્ર કર્યું છે.

ઉપર જણાવેલ મુદ્દાઓ થી એક વાત સાફ થઈ જાય છે કે, અમારી સમાજના ઇતિહાસ અને અમારી જ્ઞાતિના ઇતિહાસ નું તમે અધ્યયન કે અવલોકન બીલકુલ કર્યું નથી. અધ્યયન કદાચ કર્યું હશે તો તમારી બુદ્ધિનો ઉપયોગ કર્યો નથી. કર્યો હોત તો તમોએ આવો પત્ર લખ્યો ના હોત. તમારો આ પત્ર મૂળભૂત ખોટો, બીન જરૂરી અને વિચાર કર્યા વગરનો ઉતાવળો છે. કોઈક ની વાતો મા તમે દોહરાઈ ગયા છો તેની મને દયા આવે છે. તમે નીઝારી શિયા મુસલમાન ની તાકિયા રણનીતિ ના શિકાર બન્યા છો અને કેદાચ તમને જાણ પણ નથી, એનું ખેદ છે.

વધુ પડતું લખાઈ ગયું હોય તો ક્ષમ્ય ગણી ને માફ કરજો.

એજ શ્રી અખિલ ભારતીય ક.ક.પા.સનાતન ધર્મ જાગૃતિ સમિતિ વતી

સનાતની રમેશભાઈ વાગડિયા
બેન્ગલોર
૭.૦૧.૨૦૧૧

धर्मरक्षा ॐ राष्ट्ररक्षा गौरक्षा

अखिल भारतीय संत समिति (रजि.)

राष्ट्रीय अध्यक्ष

कैवलज्ञानपीठाधिश्वर सप्तम कुबेराचार्य आचार्य श्री अविचलदासजी महाराज

कैवलज्ञानपीठ गुरुगादी - सारसापुरी ता.जि.आणंद (गुजरात) 388 365

Mo. 094264 19787, 097263 19787 Ph. (02692) 272 066, 272 727

E-mail : gurugadi@hotmail.com, gurugadi@gmail.com



પ્રતિ, તા. ૧૭/૧૨/૨૦૧૦

શ્રીમાન પ્રમુખશ્રી, મંત્રીશ્રી અને કારોબારી સભ્યશ્રીઓ
શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ.
વિદ્યાર્થી ભવન, નખત્રાણા-કચ્છ
ગુજરાત

નીચે જણાવેલ વિગતોને ધ્યાનમાં લઇ ઘટતું કરવા સારું

સુજ્ઞશ્રીઓ,

સદ્ગુરુ શ્રી ઇમામશાહ મહારાજ પ્રેરિત "સતપંથ સનાતન સમ્પ્રદાય" મુજબ શ્રી નિષ્કલંકી નારાયણ ભગવાન સતપંથ પરિવારના આરાધ્યદેવ છે. સતપંથ શાસ્ત્રને અનુસાર બધા સતપંથી જનો આદ્યનારાયણ, આદ્યશક્તિ અને બ્રહ્મા, વિષ્ણું, મહેશના ઉપાસકો છે. ભારત વર્ષના હિન્દુ વૈદિક સંસ્કૃતિના ચારે વેદો પૈકી અથર્વવેદ આધારિત તેમની ઉપાસના પદ્ધતિ છે. વારિયજ્ઞના માધ્યમથી પોતાના આત્માનું કલ્યાણ થાય તેવી સંપૂર્ણ શ્રદ્ધા, તેઓ આ ઉપાસના પદ્ધતિમાં ધરાવે છે.

આવા હિન્દુ વૈદિક સતપંથ સનાતન સમ્પ્રદાયના આદ્ય જગદ્ગુરુ પ.પૂ.કરસનદાસજી મહારાજને અખિલ ભારતીય સંત સમિતિએ "જગદ્ગુરુ સતપંથાચાર્ય"નું પદ આપીને તેમના સાન્નિધ્યમાં પ્રેરણાપીઠ પીરાણા અમદાવાદ ગુજરાતને "જગદ્ગુરુની પીઠ" તરીકે પ્રસ્થાપિત કરેલ છે.

આ ઉપરાંત પ્રેરણાપીઠ પીરાણા અમદાવાદ ગુજરાત ખાતે યોજાયેલ અખિલ ભારતીય સંત સમિતિના દસમા વૈદિક ધર્મ સંમેલનમાં પધારેલ વિશાળ ભારતના જગદ્ગુરુઓ, શંકરાચાર્યો, મહામંડલેશ્વરો, મંડલેશ્વરો, સાધુ મહાત્માઓએ વિશાળ સંખ્યામાં સંતો તથા ભાવિક ભક્તોની ઉપસ્થિતિમાં "સતપંથ સનાતન સમ્પ્રદાય" ને હિન્દુ વૈદિક ધર્મની મહોર મારેલ છે. ઇ.સ. ૧૯૩૧ માં હિન્દુ મહાસભા ઉંડાણપૂર્વકના અભ્યાસના અંતે **"સતપંથ સનાતન સમ્પ્રદાયને સંપૂર્ણ હિન્દુ સમ્પ્રદાય છે,"** તેવો ચૂકાદો આપેલ છે.

ઉપરોક્ત હકીક્તને અમો અખિલ ભારતીય સંત સમિતિ આજ રોજ ફરીથી અનુમોદન આપીએ છીએ કે, **"સતપંથ સનાતન સમ્પ્રદાય" એ હિન્દુ વૈદિક ધર્મ છે.** જે માત્ર સતપંથીઓનો જ નહિ પરંતુ સંપૂર્ણ હિન્દુ સમાજના ગૌરવ સમાન છે.

જે અન્વયે અમારા ધ્યાન પર આવેલ છે કે, આપના સમાજના સતપંથી અનુયાયીઓ પર, કચ્છ કડવા પાટીદાર સમાજના નેજા હેઠળ તથા લક્ષ્મીનારાયણ, અન્ય સમ્પ્રદાયના અનુયાયીઓ અત્યાચાર અને કનડગત કરી સતપંથ સમ્પ્રદાયને છોડવાનું દબાણ કરી રહ્યાં છે, જેને અખિલ ભારતીય સંત સમિતિ સખત શબ્દોમાં વખોડી કાઢે છે. સદર સતપંથ સનાતન સમ્પ્રદાયના અનુયાયીઓને ધર્મ સંબંધે પરેશાન કરવાનું બંધ કરવા જણાવવામાં આવે છે. આમ કરવાથી હિન્દુ સમાજને જે નુકશાન થાય છે. તે આપણે હિન્દુ સમાજને જોડવાનો પુરૂષાર્થ કરવો જોઇએ તોડવાનો નહીં.

અસ્તુ ...

આચાર્યશ્રી અવિચલદાસજી મહારાજ
રાષ્ટ્રિય અધ્યક્ષ
અખિલ ભારતીય સંત સમિતિ